# ગમ્મત ઘંટ ??

અથવા

## મસાલાદાર મુરબ્બો,

રચનાર.

માસ્તર નાનાલાલ મગનલાલ

પ્રગટ કર્તા.

જેશંગભાઈ મોતીલાલ શાહ.

આવૃત્તિ ૫ મી.

અમદાવાદ.

ધી "ચીમનલાલ" પ્રીન્ટીંગ પ્રેસમાં
બહેચરભાઇ ગોવિંદરામે છાપ્યો.

સંવત ૧૯૬૨—સને ૧૯૦૬



કિંમત ચાર આના.

# નવીજતદ્દન નવીજ આ જાહેર ખબર નવીજ

# !!! વાંચો વાંચો ને વાંચોજ !!!

તમામ જાતનાં વારતાનાં નાટકોનાં શાળા ઉપયોગી કાયદા સંબંધી ધર્મ સંબંધીના પુસ્તકો સસ્તામાં સસ્તા વેચનાર ફક્ત અમદાવાદમાં જેશંગભાઇ મોતીલાલ શાહની કંપનીજ છે. મુ. અમદાવાદ ઠે૦ રીચીરોડ.

જેશંગભાઇ મોતીલાલ શાહની કંપનીએ નવીન પ્રગટ કરેલાં પુસ્તકોની ઇયાદી.

મંત્ર જંત્ર તંત્ર અને જાદુનું પુસ્તક ભુત પીશાચ શાકેણી ખવીશ અને દેવીઓના સુંદર ચીત્રો સાથે.

૧૯૦

## દેવતાઈ જાદુગર.

કીંમત રૂ. ૦—૮—૦ ટપાલ માફ.

## રોગ–નીવારણ.

કીંમત રૂ. ૦—૮—૦ ટપાલ માફ.

નાડી જોવાની રીતો બાળકોને રાખવાની સાવજતો માણસ માત્રને સુખી રહેવાના નીયમો દરેક રોગ સાથી

ઉત્પન્ન થાય છે અને શી શી દવા કરવાથી તે રોગ મટે છે તે દવાના નામ સુદ્ધાંત દેશી દવાના વીષયોથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. દરેક કુટુંબમાં સુખાકારી માટે રાખવા લાયકજ આ પુસ્તક છે. મુસાફરી કરનાર મુસાફરને ઉપયોગી થઇ પડે માટે તેનું કદ ગજવામાં રહી શકે તેવું પોકેટ કરવામાં આવ્યું છે.

---

# સ્ત્રિ ચતુરાઈ.

એક દીવસ નગરશેઠની ચાર છોકરીઓ સીગરામમાં બેસી બાગમાં સેલ મારવા જતી હતી તેઓને આગ્રાનું બજાર પસાર કરતાં એક મસ્તક વિનાનું ધડ નજરે પડયુ જે ચાર રસ્તાના આવજાવના ચકલા વચે પડયું હતું ત્યાં હજારો લોકોની ઠઠ મળી છે કોટવાળના માણસો તે મડદાની આસપાસ ફરે છે આવી રીતનો આ અજાયબી તમાસો જોયાથી તે કન્યાઓ પોતાનું શીગરામ ત્યાં લેવડાવી અને તે મડદાને નીહાળીને જોવા લાગ્યા પછી તેમાંથી વડી બોલી ! બેનો આ જખમ થયેલી સ્ત્રીને આંખમાં સુરમો આંજવાનો ઘણો શોખ હતો તે સાંભળી બીજી બોલી બેન તારૂ કહેવું તદન વ્યાજબી છે અને એને પાન એલાયચી ખાવાનો પણ બે સુમાર શોખ હતો, ત્રીજી ચંદ્રવદનાએ તે સાંભળી કહયું કે એને મીસી લગાડવાનો પણ મોટો શોખ હતો, ચોથી ચતુરાએ કહયું કે એને વાળમાં અત્તર લગાડવાનો પણ મોટો શોખ હતો પછી ચારે ચંદ્રમુખીઓ પોતાની સીગરામ બાગ તરફ હંકાવીને લઈ ગયા આ વાત બાદશાહે જાણી ત્યારે તે આશ્ચર્ય થયો કે ફક્ત ધડ ઉપરથી મસ્તક અથવા માથુ વીગેરે કાંઈ પણ નહી છતાં તેના શોખની તે શી રીતે પરીક્ષા કરી હશે ! બાદશાહે પોતાના નગર શેઠને હુકમ કરી તેની ચારે કન્યાઓને બોલાવી મંગાવી ભર દરબારમાં પુછયું કે અરે ચતુરાઓ તમોને એ માથા વીનાનીના વારસ અને વગર બો-

ખખાણની પડેલી લાશ જોઇને કેમ જાણ્યું કે તે સુરમો આં-જતી મીસી લગાડતી અતર ચોપડતી ને પાન ચાવતી હતી? બાદશાહનું ભાષણ સાંભળી એ બોલી અમારી પરીક્ષા સાદી અને સાચી છે મેં જે કહયું હતું કે તેને પાન એલાયચી ખાવાનો શોખ હતો તે માત્ર તેની ચાદર ઉપર લાલ તથા પીળા ડાઘા જોયાથીજ સ્પષ્ટ જણાવ્યું હતું બીજી ચંદ્રવદના બોલી કે મેં મારી બેનનું કેહવું સાબુત જાણ્યાની વાત તે ચાંદરમાંથી એલાય ચીની ખુશબો આવતી ત્રીજી કુમારીકા બોલી મહારાજ મેં જે ક-હયું મીસીની શોખીન હતી. તે પણ નીસાન તેની ચાદર ઉપરથી જણાઈ આવતી હતી, ચોથી ચતુરા બોલી કે મને તેના ખભા ઉપર તેલનો ચળકાટ જણાયો અને ત્યાંથી નીકળતી ખુશબો ગુલાબના જેવી બેકતી હતી. તથી મેં જાણ્યું કે તે વાળને અતર લગાડતી હશે. બદશાહ આ નગર શેઠની ચારે ચતુર કન્યાઓનું ભાષણ સાં-ભળી ચકીત થઇ ગયો, અને ખુશ થઇને ઉમદા સ્થાળ બક્ષીસ આ-પીને પુછ્યું કે આ ભેદને કલ્પના અને તર્કથી ખીચીં લેનારીં શુ કન્યાઓ ? તમે એના અંગની નીસાનીથી કાંઈ એનો વધારે પતો નહી આપી શકશો કે એ કીયા વર્ગના સખ્સની સ્ત્રી છે. બીજી બોલી કે બેન તારૂ બોલવું ખરૂ છે અને તે શુરવીર કો શાહજાદો છે ? ત્રીજી ચંદ્રવદના બોલી કે પણ તે વેહમીછે તથી વેમ ખાઇને પોતાની સુજ્ઞ સ્ત્રીને મારી નાંખીછે ચોથી ચતુરા બોલીકે મારી ના-ખનાર શાહજાદો તેનો ભરથાર ફલાણો ફલાણો હાલ દરબારમાં છેલ્લા શબ્દો સાંભળતાંજ શાહજાદો પોતાના પીતા પાદશાહના પગ ઉપર માથુ નમાવી માફ કરવા માટે વિનંતી કરવા લાગ્યો. આ અજાય-

બીથી દરબારમાંના તમામ લોક દંગ થઈ ગયા, બાદશાહની અજા-યબીનો પાર રહ્યો નહીં તે નામદારે હાલ તરત સર્વ જંજાળ એક બાજુ રાખી તે ચારે કુમારીકાઓને પુછવું શરુ કર્યું અરે તમોએ તેની સંદેહ કેમ જાણ્યું પહેલી બોલી મેં એની ધરેણા ઉપર સ-ઘળા માત્ર હથીયારોનાંજ ચીત્ર જોયા તેથી મેં તર્કથી જાણ્યું કે લડાયક સખસની સ્ત્રી છે બીજી બોલી મેં તે તપાસી જોયુ અને શાહજાદો કયો તેના ગળામાની માળા જે આકાર અને અમુલ્યની માત્ર બાદશાહી કુટુંબમાંજ વપરાય છે તે ઉપરથી તે કોઇ શાહ-જાદાની ઓરત છે એમ જાણ્યું ત્રીજી બોલી વેહમી કહયાની સાબેતી માત્ર તેણીના અંગ ઊપરના દાગીના છે અગર એ સ્ત્રી ખરેખર અપરાધી હોતતો તેના અંગ ઉપરના અમુલય સંગાર કદી પણ તેના ભરથાર રેવાદેત નહીં માટે તે વેહમીછે અને વેહમ ખાધાથીજ આ પતીવ્રતાને મારી નાંખી છે ચોથી ચતુરા બોલી મે તે શાહજાદો ઓળખ્યો તે ફક્ત તેની આંગળીમાં વીંટી છે તે ઉપરના અક્ષર ઉપર મારી નજર ગયાથી ફલાણાનીજ સ્ત્રીજ છે એ હું કહી શકી બાદશાહ અને તેમાં સઘળા દરબારના લોકો શાબશીના વરસાદ શાબાશીના વરસાદ વચ્ચે નગરશેઠની ચારે કન્યાઓ દરબારમાંથી ઉતરી પોતના મહેલે ગઇ.

---

# પુંજીઆનિ માએ ગૌત્રાટ ઉજવ્યો;

વીસનગરમાં પિતાંબરદાસ નામે એક વાણીઓ રહેતો હતો તેને એક નાથી નામે ઓરત હતી તે ખાધાની ઘણી લોભીયણ હતી તેથી ખાધાની ચીજ હરઘડી પોતાના મોઢામાં નાખ્યા કરે એટલુંજ નહી પણ તે ન હોયતો નળીઆં અથવા કાળી માટી અને છેવટ રાખોડી જયાં હોય ત્યાંથી લેઇને ડબડબ પોતાના મોડામાં નાંખીને ખાઇ જાય એવી રીતે દરેક ચીજ પણ વારે ઘડીએ પોતાના મોડામાં નાખ્યા વગર ચાલે જ નહીં એવી તેને કટેવ હતી, અને તેને પુંજીઓ નામે એક છોકરો હતો તે પણ પોતાની માના સભાવ સાથે મળતો હતો હવે એક દીવસે પીતાંબરદાસને પોતાની ઓરત પાસે ગૌત્રાટનું વરત કરાવ્યાની મરજી થઇ તે વરતમાં ત્રણ દીવસ સુધી લાગટ નકોરડા અપવાસ કરવા પડે છે ને પછી ચોથે દીવસે પાતાની શક્તિ પ્રમાણે તે વરતોનું ઉધાપણ કર્યા પછી બ્રાહ્મણને જમાડીને પછી તે વરત કરનાર જમે એવી રીત છે તે વરત પીતાંબરદાસની આજ્ઞાથી તેની ઓરતે આદરયું તો ખરૂ પણ તેને પોતાનું મોઢું વશ રાખવું ઘણુંજ મુસ્કેલ થઇ પડયું ને તેના સગા વીગેરેને તો ખાત્રીજ છે કે એ વૃત એનાથી પુરૂ પાશરૂં થનાર નથી પણ પીતાંબરદાસની ઓરતે તે વૃતનો એક દીવસ તો જેમ તેમ ખાઉ ખાઉં કરતા મહા દુખેથી કહાડયોને બીજે દીવસે તે વ્રતના ઊંધાપણની સ્થાપનમાં દેવના નવેદનું કેળું પડયું હતું તે ગોરની નજર ચુકાવીને ઝડપથી લઈ લીધું પછી એકાંતે જઇ છુપીથી તે કેળું

કહાડવા લાગી તેને રસ્તે જતાં પીતાંબરદાસના એક મીત્રે પાછલી બારીમાંથી જોયું કે તાકીદથી બોલાવવા લાગ્યો કે એ પીતાંબરદાસ એ પીતાંબરદાસ જરા આમતો આવો તેને જવાબ દીધો કે આજતો અમે ગૌત્રાટની ગરબડમાં છીએ તેથી આ અમારો પુજીઓ આવે છે તેને જે કેવું હોય તે કહો. ત્યારે તેને મોટે અવાજે જવાબ દીધો કે શું કહું તમારૂ કપાળ પુજીઆની માએ ગૌત્રાટ ઉજવ્યો, આવું સાંભળીને પીતાંબરદાસ ઉઠીને જુવે છે તો પીતાંબરની ઓરતના મોઢામાં કેળુ છે તે જોઇને જતાકને બે ચાર લપડાકો જડાવી દીધી પણ બીચારીનું મોઢું કેલાથી ભરેલું હતું તેથી કાંઈ બોલી શકાયું નહીને બીચારા પીતાંબરનો પૈસો ખરચેલો પાણીમાં ગયો એટલુંજ નહી પણ આખા ગામમાં ખબર થઇ ગઇ અને તે પીતાંબરદાસ પોતાના પુજીયાને સાથે જયાં જાય ત્યાં તેને લોકો કેવા લાગ્યા કે કેમ પીતાંબરદાસ તમારા પુજીયાની માએ ગૌત્રાટ ઉજવ્યો કે તેનો પીતાંબરદાસને જવાબ દેવા જડયો નહીં અને તે વાતને ઘણા વરસ થયા તો પણ આજ દુનીયામાં પુજીયાની માએ ગૌત્રાટ ઉજવ્યો એ કહેવત મશહુર થઇ પડી છે.



# ભુલા ચુકયાનો માબાપ બેલિ,

એક ગામમાં અલીભાઈ નામે હોરાજી રહેતો હતો. અને તેને છોટી બુ નામે એક ઓરત હતી, જે ખુબસુરત કદની હતી અને અલીભાઇ બીચારો થોડી અક્કલનો હતો ને તેને 'અમરૂદીનનામના હોરાજી સાથે ઘણી દોસ્તી હતી. તે એવી રીતે કે એક એકના અંતઃકરણની વાત જયારે બંને ભેગા થતા ત્યારે કરતા હવે એક દીવસે અલીભાઈ અમરૂદીનની પાસે જઇને કેવા લાગ્યો જે દોસ્ત આજે ફજરમાં હુએ કોન જાને કે કીયામુજીનું મોરૂ જોઇને ઉઠયો હતો કે મારે આજે એક મુસલમાન સાથે કજીઓ કરવો પરો એમ કહી કેવા લાગ્યો જે એક મુસલમાન કઈ ઓળખાન કારતો ફજરમાં મારે ઘેર આવો;અને બુબી જોલા ઉપર બીથી હુતી તેને આંખોનાં ઇસારા કરવા મંદો ત્યારે આપરે જાનુ કે હસે સાલી તરકરાની જાતને કોન મારે લગરે તારે સાક્ષોતો વળી જોલા પર જઈ બાથો તો પણ આપણે જાનું કે હશે સાલી તરકડાની જાતને કોન મારે લગરે પછીતો ધીમે ધીમે બુની પાસે સરકવા લાગો તો પણ આપણે જાનુ કે હસે સાલી તરકડાની જાતને કોન મારે લગરે પછીતો બુના પગપર હાથ નાખવા મંદો તો પણ આપણે જાનુ કે સારી તરકડાની જાતને કોન મારે લગરે પછીતો અમરૂદીનભાઇને શુ કહુ ઇમ કરતા તો સાળો બુઉના આંગળ હાત લાખવા મંદો પથીતો મુજથી સેન થઉ ના તે એકદમ બંદાનો મીજાજ ગ પછી શું પુછવું પડે સામુની બતીઓથી ને દીવાસલાઇની જુરી-

ઇથી મારતો છુતો ઇમ કરતાં બંદાના હાથમાં ( પોતાના ડાઢી પકડીને કહેવા લાગો ) રૂની પુનીઓ આવી કે આપડે તો પછી તે ખુબ માર મારવા માદો ને ભાઇ ને શું કહુ કે બીંદાએ તે રૂની પુનીઓના એવા તો સપાટા તરોતર ખીચી કારા કે સાલાના મા-માથામાં દર દર દર દર લોઈ નીકલવા લાગું તે સીસીતાનો સાલો ગભરાઇને નાથો ને બંદા પણ તેવી પાછળ પકરવા દોરો તેસીતો સારો બીમનો ગભરાઇને ઝરપ ઝરપ સીડીઓ ઉતરવા લાગો તેસી સાલો એક સીરી ભુલો પરો ને આખરે લીપસો લીપસો તો લી-પસો પન છતાપાત લંબો થઇને પરો ને ખુદાની ખુદર શામેલી શીરી ભૂલી પરોને સાલાની પાછળ લીપસે (કપાળ હાથ લગાડી કેવા લાગો પેસી કેરો કુટાઇ ગઇ આવુ સાંભળી અમરૂદીન બોલા કે મીયાં પરસીમાં ઘણું વાગુ હોય તો આંબા હલદી સાજી ખાર મેદા લકડી ઘોરા વજને થોરા લાઠેર લઇ બુની પાસે ખુબહુ લાવી ગરમ ગરમ કરીને લીગરી દો એટલે અવળા થઈ જશ પાનવારૂ અલીભાઇ આવું ધાંધલ જોઇ બુરૂ કાંઇ ન બોલાં જવાબ દીધો કે મીયાં તમે તો કોઇ અલાના વલી છો બીમારૂ બેરૂ માનસો શુ બોલો એમ કહી પોતાને ઘેર ગયા હવે આ અલીભાઇહોરાના સામો એક અબદુલ નામનો પઠાણ રહેતો હતો તે રોજ છોટી બુને આં-ખ્યોના ઇશારો કરતો હતો; અને અલીભાઇની પણ મસ્કરીમાં કહેતો હતો કે મીયાં એક દીવસે મને તમારા ઘરમા જમવા લઈ જાઓ ને છોટીબુના હાથના પકવાનનો સ્વાદ ચખાડો આ વાત સાંભળવાથી અલીભાઇ ઘણો ગુસ્સામાં આવતો અને અબદુલાને ઘણી ગાળો દેતો હતો તથી અબદુલો કહેતો કે મીયા તમને હીલે

જાતાતો ખરે હું મારી મળે આવીશ ત્યારે અલીભાઇ કહેતો સાલા જો આવો તો જુતીસી મારૂ હવે અબદુલો દીવસની વખતે ઘણી વાર અલીભાઈની ઘેર હાજરીએ તેને ઘેર જતો હતો. પણ તેણે છોટી બુરૂને જણાવ્યું કે એકદીન એવી ગોઠવણ કરવી જોઇએ કે અલીભાઇને કાંઈ કારણસર રાતની વખતે ઘરમાંથી બાહેર કાઢીને આપણે બંને જન એકઠાં ઘરમાં રહી એસ આરામ કરીએ હવે છોટી બુઉએ એ કામનો એક દીવસ નકી કર્યો અને તે દીને રાતના અગીયાર વાગે જણાવ્યુ મીયા મારા પેટમાં બહુ દુઃખે છે તેથી તમે હકીમજીને ઘેર જઇ મારે સારૂ કાંઇ દવા લાવો આવું સાંભળી અલીભાઇ દવા લાવવા ઘરમાંથી બાહેર નીકળ્યા અને કહુ કે જે વારે હુ હકીમજીને આહીંઆ સીપવા લઇને આવીશ ત્યારે તુને સાદ કરીશ કે બુઉ અરે બુઉ બારનું ઉઘાડો ત્યારે તુ ઉઘારજે છોટીબુએ જવાબ દીધો કે ઠીક. પછી અલીભાઇ દવા લેવા ગયા તે લાગ જોઇ અબદુલો ઘરમાં આવ્યો અને બારણુ બંધ કર્યુ પછી છોટીબુ સાથે હરામ ઇલતની ગમતમાં પડયો થોડી વાર પછી અલીભાઇ મોહોલામાં પાછો દાખલ થયો અને પોતાને ઘેર આવી બારણું ઠોકવા લાગ્યો કે બુઉ અરે બુઉ બારનુ ઉગાર તે અવાજ સાંભળી ઘરમાંથી અબદુલો બોલ્યો કોન સાલા દરવાજા ઠોકતા હે આવું સાંભળીને બાહેરથી અલીભાઇએ વિચાર કર્યો કે આ કોઇ બીજાનું ઘર છે નહીરે સાહેબ નહી એતે મેં ભુલો પરો હું એમ કહી પાછો મોહલાની બાહેર ગયો ને ત્યાં મહોલાને નાકે એક મસજીદ હતી ત્યાં આવીને ઉભો પછી પોતાનો હાથ લાંબો કરી બોલવા લાગ્યો કે આ આપરા મેલાની મસઝીદને આપ ીનુ ઝાડ

છે આ લીંમનો લીંમને ડાળને ડાળ હાસમજીની અગારી ને કાસમજીની પીછારી આ મુસાભાઈની મેરીઆચાંદમીયાની ખીરકી આ નુરૂદીનનુ ઘર આ વલીશાનો કુવોને આબ્બંદા (અલીભાઇ)નું ઘર એક એને તરન આ સીરીબી આપની એમ કહી પોતાનું બારણુ ઠોકીને સાદ કર્યો કે બુઅરે બુબારનુ ખોલ તે સાંભળી ઘરમાંથી અબદુલાએ કહ્યુ કે કોણ સાલા દરવાજા ઠોકતા હે અલીબાઇએ જવાબ દીધો કે નહીંરે નહીં એ તો મેં ભુલો પરો છુ એમ કહી પાછો મ્હોલ્લા બાહેર ગયોને પાછો પોતાના ઘરની એધાણી મેળવવા લાગો કે આ આપરા મેહલ્લાની મસજીદ આ ઇમળીનુ જારને આ લીંમનો લીમને તેની પર દળની દાળ બીતાનીતા મોત્તી રહી હાસમજીની આગારી કાસમજીની પીછારી આ મુસામાલાની પરીમા ચાંદમીયાની ખીરકી આ હેરદીનનું ઘર ને આ વલીસાનો કુવો અને આ આપરૂ અલીબાઇનુ ઘર એક એને તરન આ સીરીબી આપની એમ કહીને બારણુ ઠોકવા લાગ્યો કે બુ અરે બુઆ બારણુ ખોલ તે સાંભળી ઘરમાંથી અબદુલો બોલ્યો કે કયુ બે સાલે ચોરબોર હે કયા હરઘડી દરવાજા ઠોંકતા હે ત્યારે અલીભાઇ ગભરાઇને બોલ્યો નહીરે સાહેબ નહી એ તો મે ભુલો પરો છું એવી રીતે ઘણા ધકકા ખાઈ પાછો મેહલ્લા બાર ગયો અને બોલવા લાગ્યો કે નીઇ બીતીની ફાર કે આજે સારૂ ઇંમ કીંમ થાય છે જેઊં ખમસા (પાંચ) ધકકા ખાઇ ચુકો પણ ઘર નથી જડતું એમ કહી પાછો પોતાના ઘરની એધાણી જોતો જોતો પોતાના ઓટલાના પગથીઆ પહેલાથીજ માફક ગણીને ઉપર ચડી બારણું ઠોકવા લાગ્યો કે તરતજ અબદુલ્લો અંદરથી બુમ પાડતો હાથમાં એક ડાંગ લઇને બાહાર નીકલ્યો અને

કેવા લાગ્યો કે સાલે હરામકે કયું હર દફે આકે દરવાજા ઠોકતા હે આવું જોઈ અલીભઇ ગાભરો પડી એટલા ઉપરથી નીચે ટુટી પડયો અને હાથ જોડી કેવા લાગ્યો જે અરે મેરબાન માફ કરો એતો મેં ભુલો પરો છું હવે અબદુલો આવી ધડપકડ કરી બાહેર ગયો પછીથી અલીભઈ ધ્રુજતા કાંપતા ઘરમાં ગયા ને પુછયું અરે આપરા ઘરમાં કોન આવ્યું હતું અને મને ગારો કોન આપતુ હતું મેં બરોબર નીસાનીથી આપનુજ બારણું થોંકતો હતો. કે કંઈ કંઈ ભુલો પરો હતો છોટી બુએ તેને જણાવ્યું કે આપણા ઘરમાં ભુલા ચુકાનો માબાપ હતો અલીભાઈ સમજયો કે ઘરમાં કોઇ ચોર આવ્યો હશે તેથી આવ્યો તેણે પોતાની ઓરતને પુછયું કે ઘરમાંથી કાંઇ લેઇ ગયો છે કે છોટી બુએ જવાબ દીધો કે મીયા તે તો સઘળું ઘર ખાલી કરી લેઇ જાતે કાંકે મેતો બઇરૂ માનસ એને મારા શીવાય ઘરમાં બીજું કાંઈ મીલે નહીં તેથી હુએ તેને બીજી રીતની લાલચ લગારી જેથી તે ચોરી કરવી ભુલી ગયો અલીભાઇએ પુછયું કે રે બુઊ સાલાએ તુને ઘણી ઇજા દીધી હશે તો જવાબ દીધો કે ના મીયા હુએ તેને એની ગમ સીપેલી તેમને પેલી ગેમસી તેની ગેમ એમ કરી ખુકુ તાપી પોરાવીને સાલાજોહ ફાવી લાખો પછી તો ઘણો ગભરાઇને આખરે હાથમાં દાંગ લઇ જે નાસવા લાગ્યો અલીભાઇએ છોટી બુને સાબાશી આપી જે જણાવ્યુ કે બુ તારા જેવી ઘર રાખુ અને એકીધર બઇરી થોરીજ થશે કેમ કે તુ એ મારે લલચાવીને ઘરના સામાન બચાવ્યો તે વળી તે આની ગેરસીયાની ગેમ હકોળી જે કારી મુકો પછી અલીભાઇઓસડ લાવ્યા હતા તે બુને આપવા લાગ્યા બુએ કહ્યું જે મીયા

હવે દવાની જરૂર નથી ચારે આવો તો હક્કાવી જે ગરબરમાં પોતાનુ દરદ પણ જાતુ રઉ, આવું સાંભળી અલીભાઈ ખુશી થઈ જે બોલ્યા જેટલો તારે તાં ઓસડના પૈસાબી બચ્યા ફજરે હકીમને ઓસર પાછું આપી આવશું.





# આંધળે બેરૂ કૂટી બાળ્યું;

પંચાશી નામે ગામમાં એક પ્રેમદાસ નામે ધણીએ આશરે સાઠ વરસનો થઇ એક નવ જોબન ઓરત સાથે પરણ્યો ને તે ઓરત ઘણીજ રૂપવંતી હતી ને પોતાની જુવાનીના તોરને લીધે બુઢો ખાવંદ તેને ગમતો નહોતો તેથી તણે એક ગબરૂ પઠાણ સાથે દોસ્તી કરી તે પઠાણ કાને બહેરો હતો પણ રંડીબાજીમાં ખુશ રહેતો પેલી ઓરતે પોતાના મનમાં વિચાર કરયો કે આ બુઢો ધણી જો આંખે આંધળો થાય ત્યારે એશઆરામ કરવામાં મને કાંઇ અડચણ રહે નહી એવું ધારી દરરોજ મહાદેવની શેવા કરી પોતાના ધણીને આંધળો થવા માગતી. તે પેલા ચતુર પ્રેમદાસે જાણ્યું ઓરતનું પુરૂ પારખું જોવા સારૂ તેણે પોતાની આંખો મીચીને ધીરે ધીરે આંધળાનું ચીન્ય દેખાડવા માંડયું ને ઘરમાં ફરતો પણ પોતાના બે હાથ આજુબાજુ હલાવતા ફરે ને લોકો કહે તો મારાથી મુદલ દેખાતું નથી હવે મારી શી વલે થશે ત્યારે લોકો કહે જે ભાઇ આપણે શું કરીએ પરમેશ્વર કરે તે માથા ઉપર એમાં આપણો કાંઇ ઇલાજ છે.

હવે પ્રેમદાસની ઓરતે જાણું જે મહાદેવ પ્રશન થયા ખરા હવે કંઈ ડર નથી. પછી તો પોતાના પ્યારા પઠાણની સાથે પોતાના મન ગમતો ખુબ એશરામ કરવા લાગી એમ કરતાં પોતાના

ઘરમાં કોઇ બીજો માણસ આવે ત્યારે પેલા ગભરૂ પઠાણને એક પેટીમાં અંદર સંતાડી દેતી તે કોઈ જાણતું નહી પણ પેલો પ્રેમદાસ પોતાના ઘરમાં થતું કર્મ ઝીણી આંખો કરીને જોયા કરતો એમ કરતા કેટલા દીવસે હોળીનો દહાડો આવ્યો ત્યારે પેલા પ્રેમદાસે પોતાની વાણીયા બુદ્ધિ ચલાવીને કાંઇ કારણનું બહાનુ જણાવી જે નાતીના પંચને પોતાના ઘરે તેડયા જે વખતે પેલી વ્યભીચારણી ઓરતે પોતાના પ્યારા પઠાણને પેટીમાં ઘાલી તાળુ દીધું તે કોઇના જાણવામાં આવ્યું નહિ પણ પ્રેમદાસ તેથી વાકેફ હતો. તેણે પોતાને ઘરે આવેલા પંચને આજતો હોળી માતાએ મને સ્વપ્નામાં કહયું જે તારા ઘરની મોટી પેટીની અંદરની મીલકત સુધાં અકબંધ હોળીમાં હોમી દે તો તું જરૂર આંખે આંધળો મટે તે સાંભળી પંચે જવાબ દીધો કે વાહવા? વીવાથી રળીયામણુ શુ? તમે આંખે દેખતા થશો તો પેટીની મીલકતના શા ભાર છે પૈસો લુદ્ધી છે વળી પરમેશ્વર કાલે આપશે ત્યારે પ્રેમદાસ બોલ્યો જે ત્યારે ધરમના કામમાં ઢીલ શી બોલાવો તારે હોળીના ઘેરઆને અને વાજતે ગાજતે ધામ ધુમથી આ પેટી છે તે ઉચકીને હોળી માતાને અર્પણ કરીદો વાર લગાડશો નહી કેમકે મારી આંખે જરાજરા દેખાવા માંડયું છે આવું સાંભળી પ્રેમદાસની ઓરતના પેટમાં તેલ રેડાયુ ને ગભરાઇ ગઈ પણ આબરૂને લીધે કાંઈ બોલી શકી નહીં ને પેટીમાં પેહેલો પઠાણ તો બહેરો હતો તેથી તેણે કાંઇ સાંભળ્યું નહી પછી ઘરધણીના હુકમથી પેલા પંચ તથા હોળીના ઘેરઆઓએ મળીને ધામધુમથી ઝંબે ઝંબે કરતા પેલા પેટી ઉચકીને ગામની મોટી મોટી હોળીમાં હોમી દીધી તે ઉપર ખુબ

લાકડા છાણા મુકીને ફુંકી મુકી. તે બળીને રાખ થઈ ગઈ ને પેલા પહાણુનીતો એધાણી સરખી કોઈના જોવામાં આવી નહિ પણ તે બળવાથી જરાગંધ આવવા લાગી તેથી લોકો સમજ્યા કે પેટીની અંદર લુગડાં હશે તે ગંધાય છે પછી પેલો પ્રેમદાસ આંખો ઉઘાડીને ઝંખે ઝંખે કરી છોકરાંની સાથે નાચવા કુદવા લાગ્યો ને મોંડેથી કેવા લાગ્યો. કે આંધળે બહેરૂ ખોળી બાજ્યું આંધળે બેહેરૂં ખોળી બાજ્યું એવી રીતે આખી રાત ધમચકડ કરી બીજે દીવસે પોતાની ઓરતનું નાક કાપીને કાઢી મુકી.

---



# બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા.

એક શહેરનો પાદશાહ હાથીના હોદ્દાપર બેશીને સ્વારી નીકળ્યો તેને જોઈ સઘળા લોકો સલામ કરવા લાગ્યા. તથા રસ્તે ઉભેલો એક પાટીદારનો છોકરો બાદશાહને સલામ કરવાને બદલે ઉલટા પોતાના બે હાથ કબજે કરી લીધા (બગલમાં માર્યા) પણ સલામ કરી નહિ. તે જોઇ પાદશાહે પેલા પાટીદારના છોકરાને કેદ કરાવ્યો. તે ખબર તેના ભાઇને થતાંજ બાદશાહના હાથી આગળ આવીને કહેવા લાગ્યો કે ઓ મહારાજ મારા નાના ભાઇને કેદ શા માટે કર્યો. જવાબ દીધો કે તારા નાના ભાઇએ મગરૂરીથી મને સલામ કરી નહી ને ઉલટા બગલમાં હાથ ઘાલી દીધા. આવું સાંભળી તે બોલ્યો કે ઓ બાપજી એ નાનું છોકરૂં સલામ કરવામાં શું સમજે એમ કરતાં એના વતીની હું તમને સલામ કરૂ છું આ પાટીદારના છોકરાનું કહેવું સાંભળી પાદશાહે ગુસ્સો કરીને તેને પણ કેદ કર્યો આવી ખબર બન્ને છોકરાના બાપને થઇ તેથી તે બીચારો દોડતો દોડતો પાદશાહના હાથી આગળ ફરી વળીને સ્વાસ ભર્યો કેવા લાગ્યોકે ઓ પાદશાહ મારા બને છોકરાઓને વગર વાંકે સ્યમ બંધીખાને નાંખ્યા બાપજી, પાદસાહે જવાબ દીધો કે તારા નાહાના છોકરાએ તો મને સલામ કરવાને બદલે ઉલાટા પોતાના હાથ બગલમાં મારી લીધા ને તારા મોટા છોકરાએ તો મને સલામ કરી તે ઠીક છે. પણ મશ્કરીથી

મારા પેટની દુટીને સલામ કરી તેથી બંનેને કેદ કરયા. આવું સાંભળી તે લાલદાસ પટેલ બોલ્યો કે માહારાજ મારો નાનો નધડીઓ તો બાળક છે એ સલામ કરવામાં શુ સમજે ને મોટો તો રાંડે જણ્યો ઘેલ ફાડ્યો છે અ્યમ જે પાદશાહ તો ધણી છે તેને સલામ કરવી તે તો ઠીક પણ પાદશાહની દુટીમાં દેવતા મેલવો છે. આવું સાંભળતામાં પાદશાહ એકદમ ગુસ્સે થઇ તે લાલદાસ પટેલને પણ તેના છોકરાઓની હજુરમાં બેડીઓ જડાવી રવાના કરી દીધો આવી ખબર તેના બીજા બે દુધભાઇઓને ખબર થઈ તેથી તે પણ બીચારા પાદશાહ પાસે આવીને કેવા લાગ્યા કે ઓ પરથવીનાથ આ અમારા સગાને બંધીખાને નાંખ્યા છે તેને મહેરબાની કરી છોડો મુકવા જોઇએ કારણ કે એ બેવકુફ કાંઈ બોલવાની વળકવળ સમજતા નથી. માટે ગુનો માફ કરવો જોઇએ આવું સાંભળી પાદશાહે તેમને પુછ્યું કે અલ્યા દુધભાઈ એટલે શું તે અમને સમજાવો. જવાબ દીધો કે, જાણે પાદશાહનો બાપ મરી જાયને પછી પાદશાહની મા પાદશાહને લઇને નાતરે જાય ને પછી ત્યાં પાદશાહની મા બીજા છોકરા જણે તે તેને પાદશાહ દુધ ભાઈ કહેવાય તેવી રીતે અમે પણ દુધભાઇ છીએ. આવું સાંભળી પાદશાહને તો પગથી ત માથા સુધી જ્વાળા લાગી ને એકદમ ગુસ્સે થઇ તે બે જણુને ફાંસીનો હુકમ કર્યો તે જોઈ વજીરે કહ્યું કે ખુદાવંત એ પાટીદાર લોકો તો મુર્ખ હોય છે તેથી બોલવામાં સમજતા નથી એવી રીતે પાદશાહને સમજાવી ત બે જણુને પણ કેદમાં મોકલાવી દીધા. હવે એક ઘરના પાંચ માણસ કેદમાં મોકલાવી દીધા. હવે એક ઘરના પાંચ માણસ કેદ

ગયાં જાણીને પાટીદારની સઘળી નાત એકઠી થઇને પાદશાહ પાસે જઇ કેવા લાગ્યા જે માબાપ અમે તમારા છીએ માટે અમારી નાતના સખસોનો ગુનો માફ કરી તેમને છોડી મુકવા જોઇએ હવે માબાપ હમે તમારા છીએ આવું પાટીદાર લોકોનું કેહેવું તે- મના સારા નસીબે પાદશાહ સમજ્યા નહી ને ગુસ્સામાં હતા તેથી તે લોકની ફરીયાદ કંઇ સાંભળી નહી ત્યારે વજીરને કાલાવાલા કરી કહેવા લાગ્યા ત્યારે તેણે કહ્યું કે પાદશાહ તો ગુસ્સામાં છે તેથી તમારૂ કાંઈ સાંભળનાર નથી માટે તમો બેગમની પાસે જ- ઇને કાલાવાલાં કરશો તો તમારૂ કામ થશે પછી પાટીદારની સ- ઘળી નાતના લોકો બેગમની પાસે જઇને કહેવા લાગ્યા જેઓ બેગમ સાહેબ આપને અમારી એક અરજ છે તે અરજ અમે પાદશાહ સાહેબને કહી પણ તે અમારા ધણીએ તો કાંઇ સાંભળ્યુ નહિ અને તુ અમારી ધણીઆણી છે તેથી જો કાંઈ સાંભળે તો સાંભળ આવું સાંભળતાં બેગમ સાહેબ તો બહુ ગુસ્સે થયા કે આ લોકો કેવા છે કે મને પોતાની ધણીઆણી કહે છે માટે એ લોકો- ને તુરત કેદ કરી દો. એમ કરતાં બે ચાર દીવસ થઇ ગયા પછી વજીરે ઉપલી વાત પાદશાહની આગળ કાઢીને કહેવા લાગ્યો કે એ પાટીદાર લોકોની બોલી તો પથ્થર જેવી હોય એ લોકો કહેવા જાય પાંશરૂ ને બોલી જવાય અવળું પણ એ કંઇ કપટથી નથી બો- લતા પછી પાદશાહ બોલ્યો કે તે કહે છે ખરૂં એ લોકોની કપટ વગરની પણ કોવાડા જેવી છે એમ કહી સર્વે જણને છોડી મુક્યા હવે તે સર્વે જણા પોત પોતાને રસ્તે ચાલ્યા .અને પેલા બન્ને બાલાને કસુંબો પીવાની તલપ થઈ તે ગોતે એકલો એક ઝાડ

તળે જઇ બેઠો અને પોતાના ગજવામાંથી અફીણુ તથા એક વાડકી કાઢીને ભરી તે નીચે મુકી પછી કંઇ ઠુંગાર ( મુખસ્વાદ ) વીચારમાં બેઠો. એવામાં પાસેની ઝાડીમાંથી એક રાની બલાડું ગાભરૂ પડયુ જે દોડતું આવ્યું તેના પગની ઠોકર વાગવાથી કસુંબાની વાડકી ઢોળાઈ ગઇ. ત્યારે તે લાલદાસ પટેલ બોલ્યા કે હવે તુને શું કહું પણ એ વાત તારા કોઇ વડીલને કહીશ એમ કહી પોતાની વાડકી લઈ સઘળા જનાવરોને જોતો પોતાના ઘર તરફ ચાલ્યો એટલે રસ્તામાં એક ખેતર આગળ એક ગધેડો ઉભેલો જોયો તેથી મનમાં વીચાર્યું કે આજ પેલાનો વડીલ દેખાય છે એમ ધારી તે ગધાડાની પીઠ ઉપર હાથ મુકી કહેવાનો ઇરાદો કર્યો એટલામાં તો તે ગધેડાએ એક પછાડી થડ લઇને લાત મારી તે વાગવાથી ઓ બાપરે કરી છતાપાટ પડ્યો. આવું જોઈ તે ગધેડાના માલીકે પુછ્યું જે કાકા શું થયું લાલદાસ બોલ્યા કે ભાઇ તારા કાકાનું કપાળ થયું જે તેના વડીલ આવ્યા છે તેના છોકરાનો શો વાંક કાઢુ કેમ કે બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા.



# નહિ ત્રણમાં નહિ તેરમાં નહિ છપનના મેળમાં.

રાજપુર શહેરમાં એક શેખમીઆં નામના એક જમાદાર રહેતો હતો તેમણે ઉમરાવબખસ એવે નામની એક કસબણ રાખી હતી તેની સાથે હમેશાં મોજશોખમાં રહેતો ને પોતા ઉપર તે કસબણનો વધારે પ્યાર જોઇ તે એવું ધારતો હતો કે આ કસબણ એવુંજ જણાવતી હતી અને તે જમાદાર પણ પોતાનો પગાર લાવી તે કસબણને સ્વાધીન કરતો હતો. આવી હરામ લતમાં પડવાને લીધે તે મીયાંને સરકારની નોકરી બરાબર થઇ શકતી નહીં. તેથી નોકરીમાંથી બરતરફ થયા પછી જમાદારને ખરચની ઘણી તંગી પડવા લાગી. ત્યારે વળી કસબણને કાલલુડી કરી કહેવા લાગ્યો જે અબતો મેરા ઇરાદા કોઇક શહેરમાં કમાનેકું જાનેકા હુઆહે ઉસુલીએ મુજે મુસાફરી કે ખર્ચ કે વાસ્તે રૂપે દેં ફીર મેં જો કમા લાઉગા સો મેં તેરે હવાલે કરૂંગા તેરા શિવાય મેરા દુસરા કો નહીં એવું સાંભળી કસબણે જવાબ દીધો કે ઓ મેરે પ્યારે મુજેભી આપને સીવાય દુસરા કોઇ નહી હે આપકું જોઇએ તેટલા રૂપીએ લે જાઓ લેકીન મુજે તુમારા બીના ઘડીભર ચેન નહિ પડેગા. આવું સાંભળી મીઆં એ ઉમરાવબખસના ગળામાં હાથ નાંખી ચુમો ( બચ્ચી ) કરી કહેવા લાગ્યો જેઓ મેરી દીલ-

જાન પ્યારી હયાતે હોવીંગે તો કભી મીલીગે એમ કહી તેની પાસેથી બસે રૂપીયા લઈ દેશાવર ચાલ્યા પછી થોડેક દીવસે એક શહેરમાં જઈ રાજ મારગ ઉપર એક મેડો ભાડે રાખ્યો ને પોતાની પાસેની ખરચી પુરી થવા આવેલી તેથી લોકોનું દયણું દળી ખાવાના વિચારથી એક ઘંટી ખરીદ કરી લાવ્યો ને પછી આસપાસના ગૃહસ્થો લોકોનું દયણું મંગાવી વેચાતી દળવા લાગ્યો અને પોતાની પાસે એક જોડી કપડાં હતાં તે લઈ દરરોજ સવારમાં નદી ઉપર જઈ ખુબ સાબુ લગાડીને ધોઈ લાવતો તે પેહેરીને માથે ડોડી પાઘડી બાંધીને મુછોના આંકડા ભરી ઠાઠમાઠથી કચેરી વખત થાય એટલે દરબારમાં જઈ સૌની નજરે પડે તેમ એક ઠેકાણે હમેશા બેસતો અને કચેરી બરખાસ્ત થયા પછી પોતે પોતાને ઠેકાણે જઈ ચકીનું કામ ચલાવતો (દળતો)એમ કરતા કેટલાએક દીન ગયા. ને રાજા હમેશાં કચેરીમાં બેઠેલા તેને જોતો અરે રાજા જ્યારે હાથીના હોદાપર બેશી શહેરમાં ફરવા જતો ત્યારે પણ તેને રસ્તાપર ચકી ફેરવતો જોતો તેથી રાજા મનમાં જેઓ પુરૂષ કોણ છે જે હું એને કચેરીમાં મોટા ઠાઠમાઠથી સૌની પાછળ બેઠેલો જોઉં છું અને એજ ઠેકાણે પણ હમેશાં ચકી ફેરવતો પણ જોઉંછું તેથી એ એક જણ છે કે એક શીકલના બે જણ છે તેનાં વીચારમાં હતો હવે બીજા દહાડે રાજા એ પાછો કચેરીમાં જોયો એ એવામાં રાજાનીને પેલા ચકી પીસનાર જમાદારની એક નજર થઈ. તેથી રાજાએ મનમાં વીચાર્યું કે એને ઇસારતથી પુછી જોઊં કે પેલો ચકી પીસનાર તુંજ એવું ધારી રાજાએ પોતાનો હાથ ઊંચો કરી ગોળ ફેરવ્યો કે ઝટ પેલો

ચકી ફેરવનારો ચેત્યો. તેથી લાગલો ઘુંટણ મરડી ઊંચો થઇ પોતાની છાતી ઠોકવા લાગ્યો ( કે તે હુંજ ) જ્યારે રાજાને ખાત્રી થઈ કે પેલા ચકી ફેરવનાર એજ સખસ છે પછી કચેરી બરખાસ્ત થઇ ને રાજા પોતાના મેહેલમાં ગયા એટલે તમામ અમીર ઉમરાવો તથા વજીર કોટવાળ કાજી વીગેરે વીચારમાં પડ્યા અને એકદમ પેલાં મીઆં શેખની આજુબાજુ વીંટાઈ વળ્યા ને નર્મતા પુર્વક પુછવા લાગ્યા કે જમાદાર સાહેબ તમને રાજાએ હાથની ઈસારતથી શું સમજાવ્યું કે જેથી તમે છાતી ઠોકી કબુલ થયા. એ વાતનો ખુલાસો મેહેરબાની કરી કહો ત્યારે શેખમીઆં પોતાની મુછ ઉપર હાથ ફેરવી ધીમે અવાજે કહેવા લાગ્યો છે તુમકું કે નેકી હમકું કયા મતલબ હે હમકું તો ફક્ત રાજાસે મતલબ હે ઓર રાજાકું બી ફકત અમેરેસી મતલબહેં આવો વજનદાર શબ્દ સાંભળી તમામ કામદાર કારભારીયો વીગેરે મીયાંને હાથ જોડીને કેહેવા લાગ્યા જે મેહેરબાન જમાદાર સાહેબ આપના તાબેદારોને રાજાના સમશાથી [illegible] કરવા જોઇએ ત્યારે મીયાં બોલ્યા કે સુનો યારો મેં અહલમીરજાપુર શેહેરના દીવાન થા ઉસ જગેરાજા કે સંગ મેરે [illegible] હુઇ ઉસલીએ મેં એ મુજીકી નોકરી છોડ દીઇ એ સબ હકીકત [illegible] રાજાકું ખબર હે ઉસલીએ ઉનુને મેરેપર પ્યાર કરકે હાથ ફીરાકે મેરેકુ ઇસારતમેં કહ્યા કે તુમ મેરા રાબ કારભાર ચલા શકોગે તબ મેંને છાતી ઠોક કે કહ્યા આપકી પર વસ્તીસે રાબ કર સકુંગા ઓર રાજાને દરબાર મેસે જાતે જાને [illegible] સાન્ત કરકે જલ્દિ મુઝે ફરજમાં ખુલાયા હે આવું સાંભળી તમામ જમાદારોએ પોત પોતાના ચાકરને પોતાને ઘેર મોકલી કો-

ઇએ બસો કોઇએ ચારશો કોઇએ હજાર ને કોઇએ પાંચ હજાર એવી રીતે રૂપીઆ મંગાવીને મીઆંને નજરાણા દાખલ આપીને કહેવા લાગ્યા જે ખાંસાહેબ અમો ગરીબોપર મેરબાની કરી નભાવી લેશો એવું સાંભળી ખાંસાહેબ બોલ્યા જે યારો તુમ કાયકું ડરતે હો મેં કીસીકી નોકરી મે ખલેલ નહી કરનેકા એ તુમ ખુસુસ યાદ રખના અલ્લા કરેગા તોસભકી રોટી બના દઊંગા એમ કહી સર્વેને પોતપોતાને ઘેર જવા ફરમાવ્યુ ને પોતે બધા રૂપીઆ એક ગાડીમાં ભરીને ભાડું ફેરવી ગાડુ હાંકવા કહ્યું ગાડીવાન પુછવા લાગ્યો જે જમાદાર સાહેબ આટલા બધા રૂપીઆ કયાંથી લાવ્યા બોજો બહુ દેખાય છે મીયાએ જવાબ દીધો કે સાલે ચુપ ચુપ હાંક તુને સુના નહી હે કે પંચકી લકડીને એકકા બોજ પછી તે રૂપીયા તે સ્હેરમાં પારેક ઉપર મોકલી અને કાગળમાં લખી જણાવ્યું કે આપણે શેહેરમાં ચકલી બજાર એવાં એક ઉમરાવબખસ નામકી કીસબણ રેહેતી હે ઓ હમારી રખેલી હે ઓર ઉનકા ગુજરાનબી હમસે ચલતાહે ઉસી લીયે એ રૂપેમેબી પાંચ હજાર રૂપે ઉનકું દેના બાકી પંદર હજાર રૂપે હમારા નામસે જમા કર રખના ... હે તુમારે મંગતે રૂપે દેઊગા ફીર બચંગે સો મે લે લઊગા લેકી... ...ઉમરાવબખસકુ હુમારી બો ભાત કહે સલામ કહેની ઓર રૂપે દેનેકુ જાઓ તો નીસાની નામ ઠામ બરોબર પુછકે દેના ઓર જો કભી ગેરવલ્લે પડીંગે તો તુમારી પાસસે મારકે મુજરે લુંગાએ ખાતરી રખના હવ આ કાગળ પેલા પારેખને પોસ્તાજ હુંડી વટાવી જે તેમાંથી પાંચ હજાર રૂપીયાની ડેલા-

એ ગુમાસ્તાને માથે ચડાવીને ચકલી બજારમાં ઉમરાવબખસ તો સમજી કે કોઈ નવુલીલ્લુ (ઘરાક) આવ્યું છે તેથી તેને ૫૮ મોટા આદરમાનથી પોતાના પલંગ ઉપર બેસાડી પાન સોપારી આપી ખુશીની ખબર પુછવા લાગી ત્યારે પારેખ બોલ્યા કે ઉમરાવબખસ તમારૂ નામ જબાબ દીધો કે હાજી ફરી પુછ્યું કે તમારો ખાસ રાખેલો કોઈ છે તે હોઈ તો તેનું નામ દો તે બોલી શેઠજી ૧ અદલતો રખેલેથે ને હાલમે મેરે કીસીસે મોબત નહી શેઠના ગબામાં હાથ નાખી કેવા લાગી જે શેઠજી અબતો મેં તુમસેં દીલલગી રખુંગી. દુસરેસેં મુજે કયા મતલબ હે આવું જોઇ શેઠનુ પોતીયુ પલરયુ પણ તમારા એક રાખેલા પાસે હું રૂપીઆ માગુ છું તેનો પતો મને તમારે ત્યાંથી મળશે તેથી મેરબાની કરીને મને તમારા રાખેલાનું નામ મને લખવો એવી રીતે ઉલટું. પુછ્યુ.

હવે ઉમરાવબખસ રૂપીયાની ઠેલીયે લલચાયાં હતાં તેથી પોતાના રાખેલાના નામ લખવા તૈયાર થયા અને શેઠજી હાથ ચોપડી તથા ખડીઓ કલમ લઇને બેઠા ત્યાંરે ઉમરાવબખસ બોલ્યા જે લીખો પહેલે તક કે મેં ચઉદા બરસકી ઉમર અંદર તીનજન શેઠે ત્રણે જણના નામ લખ્યા પછી લીખો મેં દુસરે તપકે મેં અઠારા બરસકી ઉમરમેં તેરાજન શેઠે ચડપ ચડપ તેરે જણના નામ લખ્યા પછી કહ્યું કે લીખો તીસર તપકે મેં બાવીશ વરસકી ઉમર અંદર છપંન જણાના નામ લખ્યાપણ પેલા શેખમીઆં જમાદારનું નામ એક તપકમાં આવ્યું નહીં કારણ કે પેલી એ જે નામ લખાવ્યા તે પોતાન ખાસ રાખેલનાજ નામ લખાવ્યાં

હતાં અને ખરચીનોનો હીસાબજ નહી તેથી પેલા મીયા પણ ખર ચીમાં ચાલ્યા ગયા, તેથી શેઠે વીચાર્યું કે હવે એને નીશાની વગ- ર શી રીતે રૂપીઆ આપુ અને હવે રૂપીયા પાછા લઈ જવાની જુગતી કરવી જોઇએ. એવું વિચારી ગુમાસ્તાને કહ્યું જે અલા કોથળીઓ આમ લાવ ગુમાસ્તાએ કોથળીઓ હાજર કરી તે લઈ કોથળીનું મોઢું છોડી બોલવા લાગો જે મારા સારા માંજરી રાંડ- ના આ થેલી શું કરવા લાવ્યો મેં તને સોનાની મોરની થેલી કહી હતી જે આ શું લાવ્યો જા રાંડના થેલીઓ પાછી લઇજા ને પેલી મોર ની લઇ આવ. આવું સાંભળી ગુમાસ્તો મનમાં કચતાવા લાગો જે શેઠ એમ કેમ બોલે છે મોરની થેલી કયાંથી લાવું શેઠે ગુમાસ્તા- ના ચેરા ઉપરથી જાણ્યું કે ગુમાસ્તો મારો પેચ સમજ્યો નહી ત્યારે શેઠ બોલ્યા જે પાયો વીચાર શું કરે છે ફેરવાને પાઘરી બાંધ આવું કહેતા ગુમાસ્તો ચેત્યો કે અહીંથી ઢાંકણી જવાનો વી- ચાર થયો તેથી તરત રૂપીયાની થેલીઓ ઉઠાવી ચાલતો થયો તેથા તરત રૂપીયાની થેલીઓ ઉઠાવી ચાલતો થયો પછી શેઠ ધારે ધીરે બડબડવા લાગ્યા કે ફાડયો પાઘડી બદલતો નથી કહીએ શું આજે રાંડનો લાવે છે શું ઉમરાવબખસ સાથે થોડા એક વખત વાતચી- તમાં કાઢયો આજે બોલવા લાગ્યો જે આંધરીનો હજુએના આવ્યો એમ કહી ચોંકી જે બોલ્યા જે હાય હાય હાય: એનો શો વાંક કુંચીઓ તો મારી પાસે છે ઉમરાવબખસ તમે બેસજો હું હમણાં આવું છું એમ કહી ચાલતાં થયાં ને ઉમરાવબખસ વાટ જોવા બેઠા હવે તે એ વાતને ઘણુ એક મહીના વીતી ગયા પછી પેલા

શેખમીયા ગામેગામ રખળતા રઝળતા પોતાના વતનમાં આવ્યા અને શેહેરમાં આવતાંજ એક એમના દોસ્તાર સામા મળ્યા તે જમાદાર ને જોતાંજ બોલ્યો જે સલામ આલેકું નવેવાલેકું સલામ એમ કહી એકએકના ખબર આફરાયન પુછી પછી તે જમાદાર જે પુછવા લાગ્યો કે કયુ જનાબ કુછ કમાકે આયાહું તે બોલ્યા કે જો મેહેરબાની કરકે દોસ્તી કે હકમે મેરેકું પાંચસો રૂપીઆ અંગ ઉધાર દો તો આપકું થોડે દીનમાં અલા ચાયતે, પીછા દઉંગા કે તુરત જમાદારે પેલા પારેખ ઉપર પાંચસોની હુંડી લખી આપી. ત્યાંથી ચાલ્યો તેવામાં રસ્તાંમ એક ઘોડાનો સોદાગર મળ્યો તેની પાસેથી એક ત્રણ હજારનો ઘોડો ખરીદી તેને પણ ચીઠી લખી આપી એમ રસ્તે ચાલતાં જે મળતું ગયું તે ખરીદી કરીને બમણી તમણી ચીઠી લખીને આપતા ગયા તે કેહેવત પ્રમાણે પૈસો જે મુળથી આવ્યો હતો તે મુળથી જવા લાગ્યો એમ કરતાં ચકલી બજારમાં મોટા દુમામથી ઉમરાવબખસને ત્યાં આવી પહોંચ્યા. આવો ઠાઠ જમાદારનો જોઇ ઉમરાવબખસે જમાદારને વધાવી લીધો અને આસુક માશુક એક એકને વળગી ચુમાચુમી ચાલી અને ખેર આ ફરીયાત પુછીને હાથમાં પંખો લઇ હલાવતા બેઠા. અને ઉમરાવબખસતો મીયાને વારી જાઉ ઉસ તરકે થાઉ ખુરબાન જાઉ વીગેરે બોલતો તે બે હાથથી આંગળીઓના પોતાના માથે ટાંકડા ફોડવા લાગી પછી શેખમીઆં ઉમરાવબખસને પુછવા લાગ્યો કયું પ્યારી મારો પારેક તુમકું પાંચહજાર રૂપે દે ગયા જવાબ દીયો નહીં મુજેતો કોઇને બી નહીં દીયા રૂપયે કયાને

બાત કીયા મેં કુછ નહીં જાનતી આવું સાંભળી મીઆને પોતાના પારેખ ઉપર ગુસ્સો આવ્યો અને તરત એક માણુસને બોલાવા મોકલ્યો કે પેલા વાણીયાને ખબર થતાંજ ઝટ પોતાનો ચોપડો બગલમાં મારી ફાટુ તુટુ લુગડુ પેરી ઉમરાવબખસને ત્યાં આવ્યો કે તેને જોતાંજ શેખમીઆં અતીશે ગુસ્સે થઇ ગાળો દઇ કહેવા લાગ્યો જે સાલે ઇનકું રૂપે ક્યુ નહીં દયે હમારી શાખકુ બટા લગાયા આવું સાંભળી વાણીયો જે જમાડ સાહેબ ખડા એમાં મારો જડાએ વાંક નથી આ તમારો કાગળથી જુઓ એમાં તમે સાફ લખ્યું છે જે નામથામ પતો પુછીને આપજો તેથી હું એ બાઇને ત્યાં આવ્યો હતો પણ એમણે મને તમારૂ કહ્યું નહીં તારે ફરી મેં પુછ્યું જે તમારા રાખેલા હોય તેમના નામ બતાવો પછી એમણે લખાવ્યાં ત્યારે શેખમીયા દમમાં બોલ્યા જે સાલે ઇનકા રખેલા મેરા શીવાય દુસરા કોનહે વાણીયો બોલ્યો જમાડાડ સાહેબ એટલા આકરા શું કરવા થાઓ છો મારી વાત તો સાંભળો તો ખરા બ્યો આ નામનો ચોપડો તો જુઓ એમ કહી ચોપડો આગળ નાંખી પાન ઉથલાવી વાંચવા લાગ્યો કે જુઓ જમાદાર સાહેબ ત્રણમાં પણ તમારૂં નામ નથી. જુઓ બીજા તેરમાં પણ તમારૂ નામ નથી ને ત્રીજા છપનમાં પણ તમારૂ નામ નથી. ત્યારે તો જુઓ જમાડાડ સાહેબ તમે તો નહી ત્રણમાં નહી તેરમાં કે નહી છપનના મેળમાં ત્યારે હુ શી રીત રૂપીઆ આપુ હું ગરીબ વાણીયો વચમાં માર્યો જાઉ આવું સાંભળી શેખમીઆને તો અતીસે ગુસ્સો ચડયો ને બોલ્યો જે તેરી બેનકત રંડી મારૂ સાલી આમતો તરે લેખેમેજ નહી ચાતીયાં હલ્લાં એ દયા ગજબ પછી

ઉમરાવ બખસને શેખમીઆને તો ખુબ તડાતડ દાળ જુતીઓ ઉડાવા માંડી પછી વાંણીએ વીચાર્યું જે કેહેવત છે કે ; હાથી હાથી લડી મરે ને વચમાં જાડોના ખો થાય તે પ્રમાણે આ બેની બચમાં હું ગરીબ વાણીયો માડયો જખ્ખશ પછી બોલ્યો જે હાય હાય બાઇ સાહેબ તમે શીદ વઢો છો મને તો બીક લાગે છે એમ કહી મીયાએ પાઘડી દાબા કાછડી સંભાળી ચાલતો થયો.



# બુકસેલર, જેસંગભાઈ મોતીલાલ શાહની,

## કંપની.

મુ. અમદાવાદ. ઠે. રીચીરોડ.

વેપારીને ઘણાજ કીફાયત ભાવે માલ મોકલે છે છુટક વાંચવા સારૂ મંગાવનારને પણ વ્યાજબી ભાવથી મોકલે છે.

પુસ્તકો શિવાય હરકોઈ જાતનો માલ જેવો કે. મેવો ફુટ મીઠાઈ, અતલસ, કીનખાબ, ધોતીજોટા, રેશમી, ઇંગ્લીશ દવાઓ, પેઈનકીલર, કવીનાઇન, સારશા, પરીલા વીગરે વીગરે માલ પોતાની ઇનામદારીથી ફકત સેંકડે બે ટકાની ચોખી હકસ્સાઇ ખાઇ માલ મોકલે છે.

---

નવી નવાઇના નવાં પુસ્તકો ખરીદ કરો ! ! !

# દેવતાઇ જાદુગર.

આતી ચમત્કારીક પુસ્તક અમારી તરફથી થોડા રોજમાં બ પડશે. કીંમત રૂ. ૦-૮-૦ આઠ આના ટપાલ ખરચ

પોકેટ ગજવામાં રાખી શકાય તેવા,

# મુસાફર વૈદ

# રોગ નિવારણ.

કીંમત રૂ ૦-૮-૦ ટપાલ ખરચ માફ.

ને શીવાય ઘણી જાતના પુસ્તકો તથા ઘણી જાતની દવાઓ અમારી ઓફીસમાં મળે છે જોઇએ તેમણે અમારૂ છાપેલુ લીસ્ટ મંગાવી લેવુ

વેચનાર

મુ. અમદાવાદ. ઠે. રીચીરોડ.

જેશંગભાઇ મોતીલાલ શાહ
બુકસેલર એન્ડ કમીશન એજંટ